# સોનેરી સુખન



છપાવી વકફ કરનાર.

ગુલામહુસયન વલીમુહમ્મદ ભીમજી
લાદીવાલાએ પોતાના માત પિતાના રૂહના
સવાબ માટે વકફ કીધી છે.



હિ. સન ૧૩૪૪, સંવત ૧૯૮૨,
અને ૧૯૨૫ ઇસ્વી.

પ્રત ૫૦૦૦, આવૃત્તિ બીજી.

'ઇસ્લામ' પ્રિન્ટિંગ પ્રેસ, ગોળપીઠા મુંબઇ નં. ૪

છપાવી પ્રગટ કરનાર.

# સાજન કુંપની.

જુની કસ્ટમ સામે, કોટ—મુંબઇ.

મુંબઈ ઈસ્લામપુરા, હુરંવાલા બિલ્ડીંગ "ઇસ્લામ" પ્રિન્ટિંગ પ્રેસમાં. મુન્શી ફતેહખાન અહમદખાને છાપ્યું અને શેઠ ગુલામ હુસયન વલીમુહમ્મદ ભીમજી લાદીવાલાએ જુની કસ્ટમ સામેથી પ્રસિદ્ધ કર્યું છે.

# બાળકોને ઝબાની યાદ કરાવવું.

---

ખુદા એક છે, પન્જતન પાંચ છે. ઇમામ બાર છે, મઅસૂમ ચૌદ છે, પયગમ્બર એક લાખ અને ચોવીસ હઝાર છે

મુહમ્મદ મુસ્તફા (સલ) હઝરત અલી (અલ) જનાબે ફાતિમહ (અલ) હઝરત ઇમામે હસન (અલ.) હઝરત ઇમામે હુસૈન (અલ) એ પાંચ પન્જતને પાક (અલ.) છે.

હ० મુહમ્મદ (સલ) એ પોતાની દીકરી જનાબે ફાતિમહ (અલ)ની શાદી હઝરત અલી (અલ) સાથે કરી આપી, તેથી હઝરત અલી (અલ.) તેમના જમાઇ છે; અને હઝરત ઇમામ હસન અને

## ૪ બાળકોની ઝબાની યાદ કરાવવું.

હઝરત ઇમામ હુસયન જનાબે ફાતિમહ (અલ)ના ફરઝન્દ છે, તેથી હઝરત મુહમ્મદ (સલ)ના નવાસા થાય છે, એ મુજબ પન્જતને પાક (અલ)નું સગપણ છે. હઝરત મુહમ્મદ (સલ.) તથા જનાબે ફાતિમહ (અલ.) અને બાર મળીને ચૌદ મઅસૂમ (અલ.) છે.

---

# કલિમહ.

લાઇલાહા ઇલ્લલ્લાહ, મોહમ્મદુર રસૂલુલ્લાહ, અલીય્યુન વલીયુલ્લાહ, વસીયો રસૂલિલ્લાહ.

## કલિમહના મઅના.

**લાઇલાહા ઇલ્લલ્લાહ** યઅને બંદગીના લાયક ખુદા સિવાય બીજો કોઇ નથી.

**મુહમ્મદુર રસૂલુલ્લાહ** યઅને હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલયહે વઆલિહી વસલ્લમ ખુદાના પયગ

મ્બર છે, એટલે ખુદાના તરફથી આપ-ણને દીનનો રસ્તો બતાવનાર છે.

**અલીયુન વલીયુલ્લાહ** યઅને હઝરત અલી અલયહિસ્સલામ ખુદાના તરફથી પયગમ્બર બા'દ તમામ દુન્યાના હાકિમ અને ઇમામ છે.

**વસીયા રસૂલુલ્લાહ** યઅને પયગમ્બરના વસી બરહક છે: એટલે આપણા પયગમ્બર હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)ના બા'દ બાર ઇમામ થયા તે સાચા છે.

---

# બાર ઈમામો (અલ.)ના નામ મુબારક.

પહેલા ઈમામ હઝરત અલી
અલયહિસ્સલામ.
બીજા ઈમામ હઝરત હસન
અલયહિસ્સલામ.
ત્રીજા ઈમામ હઝરત હુસયન
અલયહિસ્સલામ.
ચોથા ઈમામ હઝરત ઝયનુલ આબિદીન
અલયહિસ્સલામ.
પાંચમાં ઈમામ હઝરત મુહમ્મદ બાકિર
અલયહિસ્સલામ.

છઠ્ઠા ઇમામ હઝરત જઅફર સાદિક
અલયહિસ્સલામ.

સાતમાં ઈમામ હઝરત મૂસા કાઝિમ
અલયહિસ્સલામ.

આઠમાં ઈમામ હઝરત અલી રઝા
અલયહિસ્સલામ.

નવમાં ઇમામ હઝરત મુહમ્મદ તકી
અલયહિસ્સલામ.

દસમાં ઈમામ હઝરત અલીય્યુન નકી
અલયહિસ્સલામ.

અગીયારમાં ઇમામ હઝરત હસન
અસકરી અલયહિસ્સલામ.

બારમા ઇમામ હઝરત મુહમ્મદ મહદી
સાહિબુઝ્ઝમાન અલયહિસ્સલામ.

# ઉસુલે દીન મઅના સહિત.

ઉસુલે દીન એટલે દીનના મુળ પાંચ છે, અવ્વલ તવહીદ, બીજું અદલ, ત્રીજું નબુવ્વત, ચોથું ઇમામત, પાંચમું કિયામત

**અવ્વલ તવહીદ** યઅને ખુદા એક છે તેનો કોઈ શરીક નથી, તેને મા, બાપ, અવરત, છોકરા નથી; તેનું કોઇ સગું નથી.

**બીજું અદલ** યઅને ખુદા ઈન્સાફ કરનાર છે, ઝાલિમ નથી, જે જેવું કરશે તેવું પામશે, અને તેનો જે હુકમ બજાવી લાવશે તે જન્નત પામશે, જે તેના હુકમથી ઉલટા ચાલશે તેને જહન્નમમાં

નામિશે.

**ત્રીજું નુબુવ્વત** યઅને આપણા પયગમ્બર હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલયહે વઆલિહી વસલ્લમ અને તેઓની પહેલાં જેટલા પયગમ્બર થયા તે સર્વે એક લાખ ચોવીસ હઝાર પયગમ્બરે બરહક છે.

**ચોથું ઇમામત** યઅને બાર ઇમામ બરહક છે તેરમો ઇમામ કોઇ નથી. બારમા ઇમામ હ૦ મુહદી અલયહિસ્સલામે ખુદાના હુકમથી ગાઇબ છે, જ્યારે ખુદાનો હુકમ થશે ત્યારે ઝહુર ફરમાવશે, અને તમામ દુન્યાને એકજ દીન શીઅહ ઇસ્નાઅશરી કરેશે.

**પાંચમુ કિયામત** યઅને એક દિવસ તમામ ખલકતને ફના કરી પાછા મધગાને [illegible]વતા કરશે [illegible] સરવેના હિસાબ લેશે, સૂર્ય સવા નેઝ ઉપર આવશે, ઝમીન ત્રાબા જેવી લાલ થશે તેને કિયામત કહે છે ।

એ પાંચે ચીઝ જાણે અને તેનો ઇઅતિકાદ રાખે તો તે મુસલમાન મુઅમીન શીઅહ ઈસ્ના અશરી છે

તવહીદ, નુબુવ્વત, અને કિયામત એ ત્રણે ચીઝને ઇકરાર કરે તે મુસલમાન છે, અને એ ત્રણમાથી એકનો પણ ઇનકાર કરે તે કાફિર છે. અને અદલ અને ઇમામતનો ઇનકાર કરે તો કાફિર નથી તેમ શીઅહ પણ નથી.

# રૂકુએદીન મઅના સહિત.

## રૂકુએદીન એટલે દીનની ડાળો અને તે દસ છે.

૧. નમાઝ, ૨. રોઝા, ૩. હજ, ૪ ઝકાત, ૫. ખુમ્સ, ૬. જિહાદ, ૭ અમ્રબીલ મઅરૂફ, ૮. નિહી અનીલ મુનકર, ૯. તવલ્લા ૧૦ બેઝારી.

**અવ્વલ નમાઝ** એટલે હમેશા પાંચ વખતની નમાઝ અને બીજી બાર કિસ્મની નમાઝ તેના મવકા અને શરતો પ્રમાણે પડહવી વાજિબ છે, છોકરાને પંદરમું વર્ષ પુરૂં થયે અને છોકરીને

નવમું વર્ષ પુરૂં થયે વાજિબ થાય છે.

૨. **રોઝા** એટલે માહે રમઝાનમાં રોઝા રાખવા પણ બીમાર હોય અથવા શરઈ મુસાફરીમાં હોય તો ન રાખે, તે પછી રાખે.

૩. **હજ** એટલે મક્કા શરીફ જવા આવવાનો તેમજ બાલ બચ્ચાઓનો ખરચ રાખતો હોય અને જવાની શકિત વિગેરે બીજી શરતો પુરી હોય તો હજ કરવા મક્કે જવું વાજિબ છે.

૪. **ઝકાત** એટલે એક વરસ સુધી એક જગ્યાએ ચાળીસ રૂપીઆ રોકડા રાખી મુકે તો તેમાંથી એક રૂપીઓ ઝકાત કાઢવી વાજિબ છે. તે હક શીઅહ ઈસ્નાઅશરી ગરીબ મુસ્તહકનો છે.

૫. ખુમ્સ એટલે પોતાની કમાઇમાંથી ઘરનો તમામ ખર્ચ કરજ વિગેરે કાઢીને બાકી રહે, તેમાંથી પાંચમો ભાગ ખુમસનો કાઢવો વાજિબ છે. તેમાંથી અર્ધો હક શીઅહ ઇસ્નાઅશરી ગરીબ સાદાત મુસ્તહકનો છે. અને અર્ધો હક ઇમામનો છે પણ આ ઝમાનામાં જ્યાં સુધી ઇમામ ગાએબ છે ત્યાં સુધી નાએબ ઇમામ હાકિમે શરએ શીઅહ ઇસ્નાઅશરી મુજતહિદ જામેઉશશરીઅતને આપે કે તેઓ શરઅ પ્રમાણે વાપરે.

૬. જિહાદ એટલે જ્યારે ઇમામ જાહિર થાય અને કુફફારો સામે જિહાદ કરવાનો હુકમ કરે ત્યારે જિહાદ કરવો.

**૭. અમ્રબીલ મઅરૂફ** એટલે ખુદાએ જે કામ કરવાનો હુકમ કરેલ હોય અને કોઇ બિરાદરે મુઅમીન તે કરતો ન હોય અને આપણને ઉમ્મેદ હોય કે તે કરશે તો તેને કહેવું.

**૮. નિહી અનીલ મુનકર** એટલે જે કામ કરવાની ખુદાએ મના કરી હોય અને કોઇ બિરાદરે મુઅમીન કરતો હોય અને ઉમ્મેદ હોય કે નહિ કરે તો તેને મનાઇ કરવી.

**૯. તવલ્લા** એટલે ચૌદ મઅસૂમ (અલ.) તથા તેઓના દોસ્તો સાથે મુહબ્બત રાખવી.

**૧૦. બેઝારી** એટલે ચૌદ મઅસૂમ (અલ.) ના દુશ્મનોથી બેઝારી રાખવી.

## કીતાબોનો ભંડાર.

અલ્લાહ તઆલાના ફઝલો કરમથી,
અહલેબયતને અતહાર અઓના સદકાથી આ
અલ્લાહ ૩૫ વરસમાં જે જે કીતાબની
રત ખ્યાલમાં આવતી ગઇ તે પ્રગટ કરતો
એટલે ખુદાની વહદાનીયત, માઅરેફત ગ
અબરો, ઇમામો, અવલીયાઓ, આલીમો,
લુમો, આબીદો, પરહેઝગારો, ઇત્યાદીના
વાલની, અને ઇસ્લામ મઝહબ અસલથીજ
તથા એક બીજાના હક, તેમજ દીન તથા દુ-
તઅલીમ, નસીહત નોવેલ, શાદી ગમી,
દફન, નમાઝ, રોઝા, હજ, વી૦ એ સર્વ
મસાએલ, તથા કુરઆને શરીફને ગુજરા
હરફમાં લખી તેનો ગુજરાતી તરજુમો તે
તફસીર તાવીલ વીગેરે ૧૬૫ કીતાબો થઇ
તમામ બાબતોનો અહલેહોલીલ્લાહ ભં
અને ખજાનો મવજુદ થયો છે, અને
વરસથી રાહેનજાત માસીક પ્રગટ થાયછે. લ
જમ વરસે રૂ. ૫ છે. ૧૦૦કીતાબોનું નવું લી
૦)ાની ટીકીટ મોકલીને મંગાવી વાંચી જુ

લખો–અધીપતી રાહેનજાત.

ભાવનગર–કાઠીયાવાડ